શ્રી ઉપેન્દ્રજયન્તી મહોત્સવનિમિત્ત

—પંચમ મહોત્સવ—

૧૯૮૧

# હૃદયનિવેદન

શ્રી સદ્‌ગુરુ પરમાત્માનાં
અવતરણરહસ્યો.



મૂલ્ય: ૦-૪-૦

# ઉ દ્ ઘા ટ ન.

સં૦ ૧૯૮૧, કાર્તિક કૃષ્ણ૦ પ્રતિપદા, બુધવારની

**શ્રીગુરુદેવજયન્તીનિમિત્ત**

આ લેખ શ્રીયુત નર્મદાશંકરભાઈએ લખી મોકલ્યો હતો તે એ પુણ્ય પ્રસંગે વંચાતાં શ્રોતાઓને અત્યન્ત રુચિકર અને મહત્ત્વપૂર્ણ જણાવાથી તેને પોતાના તરફથી સ્વતન્ત્ર લેખરૂપે પ્રસિદ્ધ કરવાની શ્રીયુત ગોવર્દ્ધનભાઈએ ઇચ્છા દર્શાવતા, આજ તેની પ્રસિદ્ધિનો સુયોગ આવ્યો છે

ભાવિમા આવા મંગલપ્રસંગે, આવા સલ્લેખો આ જ પ્રકારે પ્રકટ કરવાનો શુભ યોગ પ્રાપ્ત થતો રહે, એ જ શ્રીઇષ્ટપ્રતિ મનોગત ભાવ છે

**વડોદરા,**
**મંગલવાર.**
**કાર્તિક કૃષ્ણ૦ ૧૪.**

**ઉત્સવવ્યવસ્થાપક**

[ શ્રીગુરુદેવપ્રતિ ]

[ લેખની સાથે લેખકે પ્રેરેલુ નિવેદન ]

" ઇષ્ટશ્રી,

આ પ્રસગે હુ આપશ્રીના સ્વરૂપના ઉત્કીલનનો વિષય લખુ છુ બીજો વિષય આપશ્રીની જયન્તી-પ્રસગે અકાણ્ડતાણ્ડવસરખો ગણાય !

"હુ આપને ભૂલુ, પણ આપ મને ભૂલશો નહિ"

આ સૂત્ર બાપજીશ્રીપ્રતિ શ્રી હરિદત્ત શાસ્ત્રીએ કહેલુ, તે જ પ્રમાણે મારે પણ આ જ

વ ર દા ન

માગવાનું છે. બીજુ તો કાંઈ માગવું નથી "

॥ ॐ श्री ॥

# हृदयनिवेदन.

## श्री सद्गुरु परमात्मानां अवतरणरहस्यो.

**શ્રી કૃષ્ણ જયન્તી**ના આ પ્રસગે હુ પ્રત્યક્ષ આવી આનન્દનો લાભ લઈ શક્યો નહિ, પરન્તુ વાણીના દ્વારથી હુ તમારી સાથે પ્રત્યક્ષ વ્યવહાર કરી શકુ એમ છુ તો મારે શા માટે અસંતોષ ધરવો ? હુ તમને મારી વિચારરૂપા પશ્યન્તી વાણીમાથી વૈખરી વાણીવડે આ લઘુ નિબન્ધ લખી મોકલુ છુ તે તમારા શ્રોત્રદ્વારથી પુનઃ તમારી પશ્યન્તી વાણીના સમ્બન્ધમા આવી મારા વિચારોના વિવિધ મૂર્તરૂપ પ્રત્યક્ષ ખડા કરશે જેઓ પર વિચારોની પ્રત્યક્ષ મૂર્તિઓને પશ્યન્તી વાણીવડે જોઈ શકતા નથી, તેમને જ "બ્રૉડકાસ્ટીંગ' વડે દૂરસ્થ શબ્દ શ્રવણ કરવાનો મોહ હોય છે શ્રોત્રગ્રાહ્ય શબ્દને અન્તશ્ચક્ષુથી ગ્રાહ્ય કરવાનુ આપણા પ્રાચીનોનુ સામર્થ્ય જેણે અનુભવી જાણ્યુ

શ્રોત્રગ્રાહ્ય શબ્દને આતરચક્ષુવડે જોવાનુ પશ્યન્તીનુ સામર્થ્ય

નથી તેને આ દૂરશ્રવણની વિદ્યા કંઈક ચમત્કાર ઉત્પન્ન કરે ત્યારે મારા શ્રોત્રગ્રાહ્ય શબ્દને આતર ચક્ષુવડે જોવાનુ રૂપાન્તર પમાડવા સારૂ કઇક વૃત્તિને સમાહિત કરો તમો વિજ્ઞાનશાસ્ત્ર (Science) મા એક બલ અથવા શક્તિ બીજુ રૂપ પકડે છે તે સારી રીતે જાણો છો તેથી મારી આ વૈખરી વાણી તમને પશ્યન્તીમા ભાસે એવુ હુ ઇચ્છુ છુ પરમાત્મા મારી આ ઇચ્છાને સફલ કરશે જ એવી મને શ્રદ્ધા છે ત્યારે આ શબ્દ સાભળો —

૨ **શ્રી** ઇષ્ટની જયન્તીમા આપણે અનાદિસિદ્ધ ઇષ્ટશ્રીનો વિજય સાધવાનો નથી, પરન્તુ તેમણે જે સનાતન સત્યનિયમવડે વિજય સિદ્ધ કર્યો છે તે નિયમનુ રહસ્ય સમજવાનુ છે મેં એક સમયે લખ્યુ છે કે **પરમાત્માના** બે રૂપો છે (૧) ઇશ્વરનુ અને (૨) **સદ્ગુરુશ્રીનુ** અથવા **સદાશિવનુ** વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાનુ વ્રત ઇશ્વરે લીધુ છે, પરન્તુ વિશ્વાત્માઓ અથવા જીવોના દુખનુ તિરોધાન અને તેમના સુખસ્વરૂપનો અભિવ્યક્તિ કરનાર અનુગ્રહ કરવાના બે કૃત્યો **શ્રીસદાશિવ** અથવા **સદ્ગુરુશ્રીના** હાથમા છે જ્યારે **પરમાત્મા** અથવા **પરબ્રહ્મ** આ દૃશ્ય જગતના દેહ–પ્રાણરૂપ બાહ્ય સામગ્રીઉપર પોતાની સત્તા રાખે છે ત્યારે તેમને ઇશ્વર સત્તા મળે છે, જ્યારે તે મન–બુદ્ધિની આન્તર સામગ્રીના પ્રકાશક અને પ્રવર્તક થાય છે ત્યારે તે **સદાશિવ** સત્તાવાળા અથવા **સદ્ગુરુ** નામવાળા થાય છે જ્યારે ઇશ્વર આપણા દેહ–પ્રાણના માલીક છે, ત્યારે **સદાશિવ** અથવા **સદ્ગુરુ**

**પરમાત્માના બે રૂપો (૧) ઈશ્વર અને (૨) સદાશિવ અથવા સદ્ગુરુ ઈશ્વર દેહપ્રાણનાઅધ્યક્ષ, સદ્ગુરુ મનબુદ્ધિનાઅધ્યક્ષ**

આપણા મન–બુદ્ધિના અધ્યક્ષ છે જ્યારે ઈશ્વર આપણી મમતાના વિષયરૂપ છે, ત્યારે સદ્‌ગુરુ આપણા અહના વિષયરૂપ છે જેટલા અશમા "મારાપણા"–કરતા "હુંપણુ" ચઢીઆતુ છે તેટલા અશમા પરમાત્માના ઈશ્વરપદ કરતા સદાશિવપદ અથવા સદ્‌ગુરુપદ ચઢીઆતુ છે

3 ત્યારે સદાશિવપદ અથવા સદ્‌ગુરુતત્ત્વ એટલે શુ ? નિત્ય જણાયેલી વસ્તુ જોવા આપણે ઉપાયો સાધીએ છીએ આપણુ પોતાની નિત્યસિદ્ધ મુખ જોવા દર્પણનો આશ્રય આપણે લઇએ છીએ, તમા આપણા પ્રતિબિમ્બને જોઈ આપણા મુખની સ્વચ્છતાનુ ભાન કરીએ છીએ તેવી જ રીતે આપણા શુદ્ધ સ્વરૂપનો આદર્શ આપણે "ગુરુમૂર્તિ"મા જોઈ જાણવાનો છે જેમ પ્રતિબિમ્બ બિમ્બનુ ભાન કરાવે છે, તેમ ગુરુમૂર્તિ અમૂર્ત સદ્‌ગુરુસ્વરૂપને આપણા પોતાના આત્મરૂપે ઓળખાવે છે બીજી મૂર્તિઓ કરતા ગુરુમૂર્તિ આ જ કારણથી ચઢીઆતી છે કે તે વડે આપણે આપણા **સ્વ–રૂપનો** પરામર્શ કરી શકીએ છીએ, જ્યારે બીજી મૂર્તિવડે આપણે **પર–રૂપનો** અનુભવ કરી શકીએ છીએ આ કારણથી તે મૂર્ત "ગુરુ" એટલે મોટી છે, બીજી મૂર્તિઓ "લઘુ" અથવા નાની છે ગુરુમૂર્તિમા ગુરુતાનું કારણ શુ ? તમને સામાન્ય જનો કહેશે કે તે પણ ખાય છે, પીએ છે, અને તમારા પોતાના જેવો વ્યવહાર કરે છે હા, તે આપણા જેવો વ્યવહાર કરે છે, પરન્તુ જ્યારે આપણો વ્યવહાર ગુણકર્મને પરતન્ત્ર છે અને માત્ર ચેષ્ટારૂપ છે,

**સદાશિવઅથવા સદ્‌ગુરુને આત્મરૂપે ઓળખાવનારી આદર્શ જેવી ગુરુમૂર્તિ**

ત્યારે આ મૂર્તિનો વ્યવહાર સ્વભાવબલને વશે વર્ત-નારો છે, અને તેથી **લીલારૂપ** છે આ પરવશ ચેષ્ટા અને સ્વતત્ર લીલાનો ફેર જોવો હોય તો તમારા પોતામા જ હુ બતાવુ તમારા નાના બાલકના રમત ગમત અર્થે તમે ઘોડો બની તમારા બાલકને તમારી પીઠઉપર ચઢવા દો આ તમારી પોતાની સ્વતત્ર લીલા છે પરન્તુ પોલીસ તમને બલાત્કારે નીચા પાડી તમારી પીઠ ઉપર પગ મૂકે તે તમારી પરવશ ચેષ્ટા છે જ્યા જ્યા **વશિત્વ** ત્યા ત્યા **શિવત્વ**, જ્યા જ્યા **અવશિત્વ** ત્યા ત્યા **જીવત્વ**—આ સૂત્ર શિવપદનો અને જીવપદનો આપણને સ્પષ્ટ ભેદ બતાવે છે આવુ **શિવત્વ** જે પદમા **સદા** પ્રવર્તે છે તે **સદાશિવત્વ** અથવા **સદ્ગુરુત્વ**, તે જે પદમા આગન્તુક પ્રવર્તે છે તે પદ આગન્તુક ગુરુત્વવાળુ છે પરમ વશિત્વ અથવા વશીકાર જે પદમા છે તે પદને આપણે **સદાશિવ** અથવા **સદ્ગુરુ** કહીએ છીએ, તે તત્ત્વ પૂર્ણાશમા, કલામા, અથવા અશમા જે જે સ્થૂલ મૂર્તિમા પ્રકટ થાય તે તે મૂર્તિને "ગુરુમૂર્તિ" કહીએ છીએ

**વશિત્વમા શિવત્વ**

૪ આવુ વશિત્વ ઓળખી કાઢવુ એ ઘણુ કઠિન કામ છે, પરન્તુ જેઓએ આવી જીવતી જાગતી **શ્રી સદ્ગુરુ**ની પૂર્ણાવતારની મૂર્તિઓના વ્યવહારોનુ નિરીક્ષણ કર્યુ છે તેમને આ **વશિત્વ** અને તેના ફલરૂપ **શિવત્વ** ઓળખી કાઢતા વાર લાગતી નથી પરન્તુ જેઓ આવા અવતારવાળી **સદ્ગુરુ**ની મૂર્તિના સહવાસમા આવ્યા નથી, અથવા આવ્યા છતા

જેમનામા બુદ્ધિના દોષથી તે ઓળખી કાઢવાની શક્તિ નથી તેમના અર્થે કેટલાક નિયમોનુ ભાન કરાવું છુ

૫ તમે ભુલોકના અગ્નિદેવને સારી રીતે ઓળખો છો દેવતા–શબ્દ તો જાણે તેને જ સ્વભાવથી લાગુ પડેલો છે, અને બીજામા તે ઉપચારથી અથવા લક્ષણાથી લાગુ પડે છે આ અગ્નિનુ દિવ્યત્વ અથવા દેવત્વ આપણને સામાન્ય રીતે બે લક્ષણોથી જણાય છે (૧) દાહ અને (૨) પ્રકાશ તેમાનો દાહરૂપ ધર્મ આપણે ત્વક્ ઇન્દ્રિયવડે સમજી શકીએ છીએ, અને પ્રકાશરૂપ ધર્મ આપણે નેત્રવડે ગ્રહણ કરી શકીએ છીએ પરન્તુ આપણી ત્વક્ઇન્દ્રિય અને ચક્ષુરિન્દ્રિય આ દાહપ્રકાશધર્મોને અમુક મર્યાદાસુધી નીચે અને અમુક મર્યાદાસુધી ઉપર જાણી શકે છે બરફની નીચલી કક્ષા અને ઉકળતા પાણીની ઉપલી કક્ષામા આપણી ત્વક્ઇન્દ્રિય કઈ કામ કરી શકે તેમ નથી, તેવી રીતે કિરણપટના બે છેડાના રગની ઉપરના રગનુ પ્રત્યક્ષ નેત્રવડે આપણને થઈ શકતુ નથી વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી અગ્નિના દાહપ્રકાશ આપણી ઇન્દ્રિયોના સામર્થ્યની મર્યાદાને લીધે મર્યાદિત અનુભવાય છે, પરન્તુ અગ્નિની ઉષ્ણતા અને પ્રકાશની મર્યાદા ઇન્દ્રિયમર્યાદાબહાર પણ જાય છે આ બાહ્ય મર્યાદાના દાહપ્રકાશ જાણવા સારૂ Radiation [રેડીએશન] એટલે પરમાણુના ભીતરના ભેદવડે જે અશુજાલ બહાર નીકળે છે તે વિદ્યાના સ્વરૂપને જાણવાની જરૂર રહે

ઉદાહરણરૂપ અગ્નિદેવતા દાહ–પ્રકાશ નામના સ્વરૂપધર્મો, ત્વક્ અને નેત્રની શક્તિનીમર્યાદાથી મર્યાદિત અનુભવાય છે, પરન્તુ તેનુ સ્વરૂપ ઇન્દ્રિયમર્યાદાથી પરપ્રદેશમા છે.

છે એકલા Molecular Heat અને Lightના પ્રકરણના જ્ઞાનથી આ Radiat Heat અને Light ના સ્વરૂપ સમજી શકાય તેમ નથી આ કિરણોના અંશુજાલના મહિમાને જાણવા માટે કા તો પ્રાચીનોની ષટ્ચક્રભેદની પદ્ધતિ જાણી મણિપુરચક્રનુ સ્વરૂપ જાણવુ જોઈએ, અથવા અર્વાચીન વિજ્ઞાનની Radium તત્વની ચમત્કૃતિ સમજી જાણવી જોઈએ

ઇન્દ્રિયમર્યાદા-બહારના અગ્નિના દાહ–પ્રકાશ જાણવા "એક્સ-રેઝ"ની પદ્ધતિ જાણવી પડે છે

૬ આ અગ્નિદેવના સમ્બન્ધમા દાહપ્રકાશની મર્યાદાનુ અતિક્રમણ આપણી ઇન્દ્રિયો આતર યોગથી કહી શકે છે, અથવા હાલની વિજ્ઞાનપદ્ધતિના વિવિધ સાધનવડે "એકસ રેઝ"દ્વારા કરી શકે છે તેવી રીતે પરમાત્મવસ્તુના સ્વરૂપધર્મો જોવા જાણવા આપણા કરણોને કોઈ ઉંચી કક્ષાઉપર ચડાવવા પડે તેમ છે

તેવી રીતે દાર્ષ્ટાન્તિકમા પરબ્રહ્મના સત્તા અને ચૈતન્ય નામના સ્વરૂપધર્મો મન-બુદ્ધિવડે સમજાય છે, પરન્તુ તે ઉપરાન્તનુ સ્વરૂપ પ્રતિભાવડે સમજાય છે

૭ તમે સામાન્ય રીતે જાણો છો કે પરમાત્માનો અથવા પરબ્રહ્મતત્ત્વનો સત્તારૂપ ધર્મ અથવા અસ્તિત્વ સર્વ સ્થાવર જગમ પદાર્થમા આપણે અનુભવીએ છીએ પરમાત્માના અસ્તિત્વના સ્પર્શવિના કોઈ પણ પદાર્થ ભાવરૂપે અનુભવમા આવતો નથી, પરન્તુ જેમ સર્વ પદાર્થોમા પેઠેલી ઉષ્ણતાને આપણે પદાર્થનો ધર્મ માની અગ્નિના સ્વરૂપને જાણે ભૂલીએ છીએ, તેમ સર્વ પ્રાણીપદાર્થોમા નેત્રવડે તેમનુ ઉઘાડું અસ્તિત્વ જોતા છતા એટલે પરમાત્માનુ પ્રત્યક્ષ દર્શન કરવા છતા તે અસ્તિત્વ તે પદાર્થનો ધર્મ છે એમ માની લઈએ છીએ આવુ સર્વસામાન્ય અસ્તિત્વ અથવા

સત્તા બ્રહ્મનો સ્વભાવધર્મ છે, તે નિર્વિશેષ છતાં સર્વ વિશેષોમાં પેસે છે, અને તે તે વિશેષો અથવા ભેદોનો સ્વભાવધર્મ હોય એવું આપણે માની લઈએ છીએ પરન્તુ પરમાત્માનો સત્તા અથવા સત્રૂપ ધર્મઉપરાન્ત આપણે આપણા આત્મામાં પોતાનું ભાન કરવાનું કોઈક બલ જોઈએ છીએ આથી આપણે પોતાને ચેતનરૂપ અને અન્ય વિશ્વના પદાર્થોને જડરૂપ માનીએ છીએ સત્તાઉપરાન્ત ચિતિને–સદ્‌ઉપરાન્ત ચિદ્‌ને–આપણે સમજીએ છીએ, પરન્તુ આ ગ્રહણ કરવાનું સાધન આપણી બુદ્ધિ તેની મર્યાદા છે તે આપણે ભૂલીએ છીએ જેમ ત્વક્‌ઇન્દ્રિયની અને નેત્રઇન્દ્રિયની શક્તિની મર્યાદાને લીધે દાહપ્રકાશના અનેક પ્રકારના અનુભવો તે ઇન્દ્રિયોદ્વારા અમુક મર્યાદાબહારના આપણને થતા નથી, તેમ પરમાત્માના સત્–ચિદ્‌ધર્મોના ચઢીઆતા ચઢીયાતા અનુભવોઆપણી બુદ્ધિની અથવાવિજ્ઞાનની મર્યાદાને લીધે આપણને સામાન્ય રીતે થતા નથી તે અનુભવ થવા સારૂ બુદ્ધિરૂપ ઇન્દ્રિયથી પરપ્રદેશની આપણી પ્રતિભા-શક્તિ જાગવી જોઈએ ચિત્તની દિવ્ય પ્રતિભાશક્તિવડે જ આપણે પરમાત્માના સત્–ચિદ્‌ધર્મોઉપરાન્ત તેના આનન્દધર્મનું પ્રત્યક્ષ કરી શકીએ છીએ પરમાત્મા-નો આ ત્રીજો વિલક્ષણ સ્વરૂપધર્મ જેઓને કરામલકવત્ સિદ્ધ છે તેમને જ ગુરુત્વ વળગ્યું છે, બીજા સર્વ તુલ જેવા લઘુ છે જેમ તુલ પવનથી આમતેમ ઉડે છે, તેમ પોતાનાથી ભિન્ન પદાર્થોના અસ્તિત્વ અને

પ્રતિભાવડે અનુભવાતો આનન્દધર્મ ગુરુત્વનું ભાન કરાવે છે.

ચૈતન્યને માત્ર જાણી મનુષ્યો પોતાને ડાહ્યા ડમગ માને છે, અને એ કવિ કહે છે તેમ —

Flutter through life's little day.

આ જીવનના નાના દિવસમા પતગની પેઠે મનુષ્યો આમ તેમ ઉડે છે

આવુ ક્ષુદ્ર તરંગી ઉડવાનુ બન્ધ ત્યારે થઈ શકે છે કે જ્યારે ભીતરના કોઈ અદ્‌ભુત આનન્દબલથી ગુપ્તતા આવે

સત્‌-ચિદ્‌ ઉપરાન્ત જે પદમા આનન્દરૂપ સ્વભાવધર્મ નિત્યોદિત રહે તે પદનુ નામ સદાશિવ અથવા સદ્‌ગુરુ

૮ આપણા અન્તર્યામી સ્વરૂપનો આનન્દ જે પદમા પૂર્ણ જ્ઞાન અને સત્તાસહિત અખડ ઉદિત રહે છે તે પદને સદાશિવપદ કહે છે, અને તેનુ બીજુ નામ સદ્‌ગુરુપદ છે આ સ્વરૂપનો અખડ આનન્દ બે પ્રકારે ભોગવી શકાય છે — (૧) ક્રિયાભોગ્ય (૨) જ્ઞાનભોગ્ય શરીર–પ્રાણવડે ભોગવાય તે ક્રિયાભોગ્ય આનન્દ છે, કેવલ મન–બુદ્ધિથી ભોગવાય તે જ્ઞાનભોગ્ય આનન્દ છે ક્રિયાભોગ્ય આનન્દમા ભોગ્ય પદાર્થ પોતાના એકલાના સ્વત્વમા છે, અથવા મમત્વમા છે એવુ ભાન રહે છે, જ્ઞાનભોગ્ય આનન્દમા ભોગ્ય પદાર્થ આપણી મર્યાદામા છે એટલુ જ નહિ પણ અન્ય સર્વના સુખનો તે વિષય છે એવુ આપણને ભાન રહે છે. આપણા મકાનને લગતો બાગ હોય અને તેમા અન્યને પેસવા નહિ દેતા આપણે જ તેનો ઉપભોગ કરી આનન્દ માણીએ તો તે ક્રિયાભોગ્ય આનન્દ છે, પરન્તુ તે જ બગીચો સાર્વજનિક ઉપયોગમા મૂકી આપણે

પોતાના ઉપભોગઉપરાન્ત અન્ય મનુષ્યના સુખનુ સાધન ઉઘાડી આપ્યુ છે એવુ આપણને ભાન રહે ત્યારે તે આનન્દ જ્ઞાનભોગ્ય છે જેટલો લલિતકલાથી પ્રકટ થતો આનન્દ છે તે ઘણે ભાગે જ્ઞાનભોગ્ય છે, ઉન્નતકલાથી અથવા ક્રિયાકૌશલ્યથી ભોગવાના સુખો ક્રિયાભોગ્ય છે ક્રિયાભોગ્ય આનન્દ દેહ–પ્રાણના અભિમાનસાથે વળગી રહેલો છે, અને તેથી તેને **વિષયાનન્દ** કહે છે, જ્ઞાનભોગ્ય આનન્દ મન–બુદ્ધિના અભિમાનસાથે વળગી રહેલો છે માટે તેને **નિજાનન્દ** કહે છે પ્રથમમા સાધનની સાથેના આપણા સ્થૂલ સમ્બન્ધની અપેક્ષા રહે છે, બીજામા માત્ર સૂક્ષ્મ માનસ સમ્બન્ધની અપેક્ષા રહે છે સ્થૂલ વિષયાનન્દના કરતા સૂક્ષ્મ નિજાનન્દ ચઢીઆતો છે, અને તેમા પણ સ્વરૂપના વૈભવને સ્પર્શ કરતો નિજાનન્દ બ્રહ્મપક્ષપાતી છે, ત્યારે સદ્‌ગુરુપદમા બ્રહ્માનન્દ એ અખણ્ડ સ્વભાવ, ધર્મ હોય છે અન્ય સર્વ પદમા–પછી તે ઈશ્વરનુ હોય, દેવનુ હોય, સિદ્ધનુ હોય કે મનુષ્યનુ હોય–તે બ્રહ્માનન્દ નિત્યોદિત રહેતો નથી, પરન્તુ શાન્તોદિત હોય છે, એટલે અખણ્ડ પ્રકટ રહેતો નથી, પરન્તુ પ્રકટ થઈ લય પામે છે, પુન પ્રકટ થાય છે અને લય પામે છે

**જ્ઞાનભોગ્ય નિજાનન્દની પરાકાષ્ઠા બ્રહ્માનન્દ; તે સદ્‌ગુરુપદમાં નિત્યોદિત રહે છે, ત્યારે બીજાં પદમાં શાન્તોદિત રહે છે**

૯ હવે સમજાશે કે સદ્‌ગુરુપદનુ અસાધારણ લક્ષણ પરમ **વશિત્વ** તે તેના પરમ **શિવત્વ** લક્ષણવડે ઓળખી શકાય છે તેની પરમ મગલતા તેમના અખણ્ડ બ્રહ્માનન્દની સ્ફુરત્તામા છે જ્યા બ્રહ્માનન્દની સ્ફૂર્તિ નથી ત્યા શિવત્વ નથી, ત્યા વશિત્વ નથી અને ત્યા

**બ્રહ્માનન્દની સદ્‌ગુરુમા દક્ષિણામૂર્તિ; ઇતરમાં વામમૂર્તિ.**

સદ્ગુરુત્વ પણ નથી જેમ જલ બુદ્બુદનુ રૂપ પકડે છે, અથવા બરફનુ રૂપ પકડે છે, તેમ બ્રહ્માનન્દની પ્રત્યક્ષ મૂર્તિ એ સદ્ગુરુનો દેહ છે આ મૂર્તિને આગમમા દક્ષિણામૂર્તિ કહે છે કારણ કે તેમા સર્વ દાક્ષિણ્ય—પ્રજ્ઞા—ઊંડી સમજણ—કેન્દ્રિત થયેલી હોય છે, જ્યારે બીજી મૂર્તિઓ વામમૂર્તિ કહેવાય છે, કારણ કે તેમા વક્રતા, કુટિલતા વગેરે ધર્મો હોય છે

**સદ્ગુરુના લીલાવતારમા બ્રહ્માનન્દ નિત્યોદિત હોય છે**

૧૦ પરન્તુ અન્તર્યામી સદ્ગુરુતત્ત્વ સ્વેચ્છાથી દિવ્ય લીલાશરીર ધારણ કરે ત્યારે તેમા બ્રહ્માનન્દ નિત્યોદિત રહે છે, પરન્તુ જીવપદમાથી પ્રયત્નવડે શિવપદ મેળવી બ્રહ્માનન્દ મેળવનાર પુરુષકરતા આ લીલાવિગ્રહના બ્રહ્માનન્દમા ફેર હોય છે જ્યારે જીવન્મુક્ત મહાપુરુષનો બ્રહ્માનન્દ વ્યક્તિનિષ્ઠ અથવા પોતાના મર્યાદિત સ્વરૂપમા પ્રતિષ્ઠિત હોય છે, ત્યારે શ્રી સદ્ગુરુના લીલાવિગ્રહનો અદ્ભુત બ્રહ્માનન્દ સમષ્ટિનિષ્ઠ અથવા બ્રહ્માડમા વ્યાપેલો હોય છે તેથી કરીને આ લીલાવિગ્રહસાથેના સમ્બન્ધમા આવનાર સર્વ પ્રાણીઓ તે આનન્દના કણોને લેતા જાય છે, અને અક્લિષ્ટ વાતાવરણમા આવે છે આ અવતારી સદ્ગુરુશ્રીની મૂર્તિનો સમ્બન્ધ પ્રત્યક્ષ ફલને જણાવે છે તેના સમ્બન્ધમા આવનાર પ્રાણી ગમે તે પ્રકારના ગુણકર્મવાળો હોય તો પણ જ્યા સુધી તેમના દેહપ્રાણની મર્યાદામા હોય છે ત્યા સુધી તેના ક્લેશનુ આવરણ ભેદાય છે, તે પ્રાણી અત્યન્ત જડ અને અજ્ઞાની હોય તો પણ

**જીવન્મુક્તના બ્રહ્માનન્દમા અને સદ્ગુરુના લીલાવિગ્રહના બ્રહ્માનન્દમા ભેદ પ્રથમ વ્યક્તિનિષ્ઠ હોય છે, બીજો સમષ્ટિનિષ્ઠ હોય છે**

તેનામા આ સસારની પીઠમા શુ છે તે જાણવાની ઇચ્છા પ્રકટે છે, તેનામા દેહપ્રાણના અભિમાન-ઉપરાન્ત મનબુદ્ધિનુ શુદ્ધ અભિમાન જાગે છે, તેનામા પોતાના બન્ધનના અથવા મોહના વિષયોમા જે અભિમુખતા નિત્ય હોય છે તેના વિમુખતા થાય છે, પોતાના વિરોધી માની લીધેલા પ્રાણીપદાર્થો-પ્રતિનો દ્વેષ અનર્થી શમી જઇ તેમના પ્રતિ ઉપેક્ષાવૃત્તિ જાગે છે, અને તેનામા દેહ-પ્રાણના અભિમાન-ઉપરાત મન-બુદ્ધિનુ અભિમાન જાગેલુ હોવાથી મરણનો ભય ઓછો થતો જાય છે, કારણ કે મરણનો ભય તેનામા હોય છે કે જેનામા દેહ-પ્રાણ નાશ પામે તો હુ રહેવાનો નથી એવો નિશ્ચય બધાયેલો હોય છે જેનામા દેહપ્રાણઉપરાન્ત મન-બુદ્ધિ વગેરે ચઢીઆતા તત્ત્વોમા આત્મબુદ્ધિ બધાઇ છે, તેને સામાન્ય મરણનો ભય રહેતો નથી

૧૧ **શ્રી સદ્ગુરુના** લીલાવિગ્રહનુ બીજુ ચિહ્ન આ પ્રમાણે સમ્બન્ધમા આવનાર સર્વને પરમ સુખ આપવાનુ હોય છે જ્યારે સામાન્ય ગુરુઓ ઘણે ભાગે આત્મનિષ્ઠ રહી પોતે એકલા જ આનન્દ ભોગવે છે, ત્યારે સદ્ગુરુશ્રી સર્વને આનન્દ આપી જાણે છે. આ આનન્દનુ પ્રસારણ કૃત્રિમ ઉપાયથી કરવામા આવતું નથી, પરન્તુ બ્રહ્માનન્દની સ્વાભાવિક સ્ફુરત્તાને લીધે થાય છે સમુદ્રના જેમ મોજા ઉછળે છે, અને કાંઠાઉપર જ્યારે ઉભા હોઇએ ત્યારે શીતલ કણોથી ભરછક વાયુ આપણને જેમ શાન્તિ આપે છે તેમ શ્રી

**બ્રહ્માનન્દ ભોગવે છે તે ઉપરાન્ત સર્વ સમ્બન્ધમા આવનારને સ્વભાવથી પરમ સુખ આપવાનુ સામર્થ્ય સદ્ગુરુમૂર્તિનુ બીજુ લક્ષણ છે.**

સદ્‌ગુરુના લીલાવિગ્રહના સમ્બન્ધમા આવતા આપણને સ્વરૂપ સુખની લહેરો લાગે છે આવુ સમજાય ત્યારે સમજવુ કે આ તનુમા સદ્‌ગુરુતત્ત્વનુ અવતરણ છે

**કર્તૃત્વ ભોક્તૃત્વના સ્પર્શવિનાનુ કેવલ ભાવવાળુ સદ્‌ગુરુપદનુ ત્રીજુ ચિહ્ન**

૨૨ ત્રીજુ ચિહ્ન સદ્‌ગુરુપદના અવતરણનુ હવે વિચારવા યોગ્ય છે આપણે જેવી રીતે વિષયાનન્દ ભોગવીએ છીએ, અને અન્યને આપી શકીએ છીએ, તેમ જીવન્મુક્ત પુરુષ બ્રહ્માનન્દ ભોગવે છે, અને અન્યને તે આનન્દ ભોગવાવી શકે છે, પરન્તુ તે સાથે આનન્દનો હુ ભોક્તા છુ અને આનન્દનો હુ પ્રેરક છુ આવુ અભિમાન બનેમા હોય છે આ અભિમાન બનેમા વિશેષણરૂપે રહેલુ હોયછે સામાન્ય જન વિષયાનન્દથી જેવો વિશિષ્ટ છે, તેવો જીવન્મુક્ત પુરુષ બ્રહ્માનન્દથી વિશિષ્ટ છે પરન્તુ સદાશિવના આવેશવાળા શરીરમા અથવા સદ્‌ગુરુપદના અવતરણવાળા દેહમા આવુ આનન્દને ભોગવવાનુ તથા આપવાનુ અભિમાન હોતુ નથી, એટલે તે પદ વિશિષ્ટ એટલે વિશેષણવાળુ નથી, પરન્તુ કેવલ અથવા ઉપાધિવિનાનુ છે જેમ સૂર્ય પોતાના સહસ્ર કિરણોને લોકલોકાન્તરમા સંકોચ–વિકાસવાળા કરે છે તો પણ તે અખડ કર્તૃત્વઅભિમાનવિનાનો કેવલ રહે છે, તેમ શ્રી સદ્‌ગુરુના અવતરણવાળી મૂર્તિ હુ બ્રહ્માનન્દ ભોગવુ છું અથવા ભોગવાવુ છુ, એ પ્રકારના ભોક્તૃત્વભાવવિનાની હોય છે

૧૩ પરન્તુ તે માથે એમ ન સમજવુ કે તે મૂર્તિ કર્તૃત્વ અને ભોક્તૃત્વભાવવિનાની છે માટે જડ અથવા શૂન્ય છ તે મૂર્તિ નિરુદ્ધ ભૂમિકાની અથવા નિર્વિકલ્પ સમાધિમા રહેલી ન સમજવી તે મૂર્તિમા હુ પૂર્ણ–બ્રહ્મ છુ, હુ પૂર્ણ આનન્દનો સમુદ્ર છુ–એવુ શુદ્ધ સાક્ષીપદનુ જ્ઞાન ઝળકતુ હોય છે જેવી રીતે વિષયાનન્દમા જીવોની શૂન્યભાવવાળી સુષુપ્તિ અવસ્થા છે, તેમ બ્રહ્માનન્દમા રમનાર મુક્તોની નિર્વિકલ્પ સમાધિવાળી શૂન્ય ભોગવાળી તુરીય અવસ્થા છે, પરન્તુ તે પદઉપરાન્ત (તુરીયાતીત) હુ શુદ્ધ પૂર્ણ બ્રહ્મ છુ–આની પૂર્ણ પ્રજ્ઞાવાળી એક સ્થિતિ છે, અને તે **સદ્ગુરુ**પદના વૈભવની છે આ સ્થિતિ પ્રકટ ન થાય ત્યા સુધી મનુષ્યો ગુરુપદે આવે પણ **સદ્-ગુરુ**પદે ચઢ્યા કહેવાય નહિ મૂલ **શ્રી સદાશિવ**તત્ત્વ જ્યારે અવતરે છે, ત્યારે આ તુરીયાતીત સ્ફૂર્તિ સદા ઝળકે છે અત્ર ધ્યાનમા રાખવુ જરૂરનુ છે કે જીવ આ પદે પ્રયત્નવડે **ચઢી શકે છે**, ત્યારે **શ્રી સદાશિવ અથવા સદ્ગુરુ**તત્ત્વ સ્વેચ્છાથી લોકકલ્યાણાર્થે **નીચે ઉતરે છે.** આ કારણથી **શ્રી સદ્ગુરુ**ના અવતરણવાળી મૂર્તિને પ્રત્યક્ષ "જ્ઞાનમૂર્તિ" કહેવામા આવે છે.

**કર્તૃત્વ-ભોક્તૃત્વ-વિનાનુ છતા જ્ઞાતૃત્વ અથવા સાક્ષિત્વનુ અભિમાન તેમા હોય છે, એટલે કેવલ ભાવનો અર્થ જડતા અથવા શૂન્યતા નહિ એટલે સદ્ગુરુમૂર્તિ જ્ઞાનમયી હોય છે**

૧૪ આપણે પણ જ્ઞાનના આવેશમા જ્ઞેયના અસ્તિત્વને ભૂલીએ છીએ, પરન્તુ જ્ઞેય ખોટુ છે, વસ્તુત નથી, મિથ્યા છે, એવા નિશ્ચયવાળા હોતા નથી વિશ્વના ભેદોમા સત્યપણાનો નિશ્ચય આપણા વિજ્ઞાનમય આવેશસમયે પણ દૂર થયેલો હોતો નથી

**જ્ઞાનમૂર્તિમા જ્ઞેયમૂર્તિ શમી ગયેલી હોય છે એટલે તુરીયથી પર તુરીયાતીત અથવા પાચમા**

પદમા સદ્‌ગુરુ તત્ત્વ હોય છે

પરન્તુ **શ્રીસદ્‌ગુરુ**પદના અવતરણવાળી મૂર્તિમા આવો ભેદભાવ અથવા દ્વૈભાવ શમી ગયેલો હોય છે ભેદો પ્રતીતિમાત્ર મારા સ્વરૂપના વિલાસના ચમકારા છે આવુ જ્ઞાન તે જ્ઞાનમૂર્તિમા હોય છે, અને તે પોતાના વિજ્ઞાનમયને પોતાના આનન્દમય કોશના ચિદમ્બરમા જાણે વિજળી પ્રકટ થતી હોય તેમ સમજી જાણે છે જેમ આપણા એટલે જીવોના આનન્દમયકોશ ભેદના કણોથી વ્યાપ્ત થયેલા હોવાથી તેમા ક્લેશના વાદળા બન્ધાય છે, અને વિજ્ઞાનમયકોશમા તેના વાવાઝરડા થાય છે, તેમ આ મૂર્તિના આનન્દમય-ચિદમ્બરમા કદી થતુ નથી, તેમા વિજ્ઞાનમયના વિદ્યુતના ચમકારા રજ કણોવિનાના—**પરોરજા**—પદના હોય છે આ કારણથી આ તુરીયાતીત આનન્દમયકોશનુ ચિદમ્બર **શ્રીસદ્‌ગુરુ**ની મૂર્તિમા સર્વ રજ કણોવિનાનુ, સર્વ રાગાદિ ભાવનાના રગવિનાનુ, પોતાના શુદ્ધ સ્વરૂપને સ્પર્શ કરનારૂ, સર્વમા પોતાના અખડ વ્યાપકભાવને જાણનારૂ, તે તે પ્રાણીપદાર્થોની પ્રતીતિમા પોતાની પીઠની વાસ્તવ સત્યતાને ઓળખનારૂ, અને તે તે પ્રતીતિઓમા અન્તર્યામીતરીકે પેઠેલું પોતે અવિચલ તત્ત્વ છે, એવુ બુદ્ધિના ઘનમડલઉપર રહેલા પ્રતિભાના મડલમા સાક્ષાત્ જોનારૂ હોય છે

આપણા આનન્દમયકોશ અને સદ્‌ગુરુના આનન્દમય કોશમા ભેદ આપણા આનન્દમયનામના ચિદમ્બરમા ભેદના કણો હોવાથીક્લેશના વાદળા બધાય છે અને વિજ્ઞાનમયમા વાવાઝરડા થાય છે, સદ્‌ગુરુના આનન્દમય ચિદમ્બરમાપરોરજા સ્વરૂપ હોવાથી ક્લેશનાવાદળા બીલકુલ ઉદય થતા નથી પરન્તુ શુદ્ધ વિજ્ઞાનની વીજળીઓ ઝળકેછે.

૧૫ આ પ્રમાણે **સદ્‌ગુરુ**તત્ત્વ અથવા **સદાશિવ**-તત્ત્વ આ વિશ્વના દેહપ્રાણઉપર શાસન કરનાર ઈશ્વર-પદકરતા મન-બુદ્ધિના અધ્યક્ષરૂપ હોવાથી ચઢીઆતુ છે તે તત્ત્વ "આ"—પણાના ભારવાળું નથી,

ઈશ્વરપદ અને સદાશિવપદ અથવા

પરન્તુ "હુ"-પણાના ભાગવાળુ છે જગતના દેહ-પ્રાણનુ શાસન કરનાર ઈશ્વરપદ દશ્યપણાઉપર— ઇદન્ત્વ એટલે "આ"-પણાઉપર ભાર મૂકી પ્રવૃત્ત થાય છે, અને તે ઉત્પત્તિ, સ્થિતિ અને નાશનુ અભિમાન ધારણ કરે છે પરન્તુ જગતના મન-બુદ્ધિનુ શાસન કરનાર સદાશિવપદ અથવા સદ્‌ગુરુપદ વિશ્વના દર્શિસ્વરૂપઉપર—ચૈતન્યઉપર-"હુ"-પણાઉપર ભાર મુકી પ્રવૃત્ત થાય છે, અને તેથી જડતાનો અથવા ભેદનો તે ગ્રાસ કરે છે અથવા તિરોધાન કરે છે, અને અભેદજ્ઞાનનો વિકાસ અથવા અનુગ્રહ કરે છે ઈશ્વરપદ કર્માશયના વિપાકવડે જાતિ, આયુષ્ અને **ભોગ** પ્રકટાવે છે, ત્યારે સદાશિવપદ અથવા સદ્‌ગુરુપદ ક્લેશની વાસનાના લયવડે અને અક્લિષ્ટ સ્વરૂપના ગુણધર્મોના ઉદયવડે આપણામા **મોક્ષ** પ્રકટાવે છે — **સદ્‌ગુરુપદનો વિવેક**

૧૬ પરબ્રહ્મના અથવા પરમાત્માના એ બે કાર્યવિભાગ કરનારા ઈશ્વરપદ અને સદાશિવપદની જેને ઓળખ છે તેઓ સમજે છે કે જે ફલ ઈશ્વર ન આપે તે **શ્રીસદ્‌ગુરુ** આપે છે આનુ કારણ એ છે કે ઈશ્વર જગતના વ્યવસ્થાપક હોવાથી **ઋત** અને **સત્ય**ને-વ્યવહારના સિદ્ધ નિયમો અને પરમાર્થના સત્ય નિયમોને-તેઓ સ્વેચ્છાથી વશ વર્તે છે, અને પ્રાણીઓને તે જ નિયમમા પ્રવર્તાવે છે, તેમનુ શાસન વ્યાકૃત આકાશમા જ્યા ગુણકર્મની રજકણો છે તેમા છે, **શ્રીસદ્‌ગુરુ**, બુદ્ધિ અથવા જ્ઞાનના પ્રેરક હોવાથી અને સ્વરૂપ તે **सत्यस्य सत्यम्**-સત્યનુ પણ સત્ય — **ઈશ્વર ઋત અને સત્યને વશ છે, શ્રીસદ્‌ગુરુ तपस् અથવા આલોચનરૂ છે**

હોવાથી અવ્યાકૃત આકાશમા અથવા ચિદમ્બરમા તેમની વિભુ સત્તા પ્રવર્તે છે તેથી વ્યાકૃત પ્રદેશમા પોતે પોતાના સ્વરૂપસામર્થ્યના અવતરણવડે એટલે કિરણપ્રવેશવડે અનેક પ્રતિબન્ધો અને અન્તરાયોને દૂર કરે છે શાસ્ત્ર કહે છે કે ઘણા દીપ્તિવાળા તપવડે **ऋत** અને **सत्य** પ્રકટ થાય છે **શ્રીસદ્દગુરુ** અથવા **સદાશિવ**પદનુ અમુક દેહમા અવતરણ સ્વેચ્છાથી થયુ છે કે નહિ તેનુ અનુમાન કરાવનારા ચોક્કસ લિંગો અથવા ચિહ્નો નીચે પ્રમાણે હોય છે

**શ્રી સદ્દગુરુની મૂર્તિના છ અસાધારણ લક્ષણોનો ઉપસંહાર**

(૧) તે જીવતી જાગતી ગુરુમૂર્તિમા પરમ વશિત્વ એટલે પરમ વશીકાર હોય છે, અને તેથી જેમ **कश्यप** શબ્દ **पश्यक** એમ અવળ વાણીથી ઉત્પન્ન થયો છે, તેમ આ **वशि** તે **शिव** એમ અવળ વાણીથી આપણે સમજવાનુ છે આ વશિત્વ અથવા શિવત્વ **સદા** સિદ્ધ હોવાથી **સદ્દગુરુ**નુ બીજુ નામ **સદાશિવ** છે

(૨) તે ગુરુમૂર્તિ અખડ બ્રહ્માનન્દવાળી–નિત્ય પ્રસન્ન–હોય છે, અને તેથી તે દક્ષિણામૂર્તિ કહેવાય છે, જ્યારે બાજી મૂર્તિઓ વામમૂર્તિ ગણાય છે

(૩) તે ગુરુમૂર્તિ નિત્યોદિત બ્રહ્માનન્દવાળી હોય છે એટલુ જ નહિ, પણ સમ્બન્ધમા આવનાર સર્વ પ્રાણિઓ–પછી તે ગમે તેવા અધિકારવાળા હોય–તેમને સ્વભાવથી જ સુખ–શાન્તિ આપે છે

(૪) તે મૂર્તિ બ્રહ્માનન્દ ભોગવે છે, અને તે આનન્દના કણોવડે અન્યને શાન્ત કરે છે, પરન્તુ તે

સાથે કર્તૃત્વ-ભોક્તૃત્વવિનાના કેવલસાક્ષીપદે રહેનારી હોય છે

(૫) વળી આ કેવલપણુ તે શૂન્ય અથવા જડતાનુ ભરેલુ નથી, પરન્તુ દ્વૈતભાવવિનાનુ એટલે કે જ્ઞેયના સત્યપણાના નિશ્ચયવાળુ નહિ, પરન્તુ જ્ઞેયની આભાસમયતાના નિશ્ચયવાળુ જ્ઞાનમય છે

(૬) તે ગુરુમૂર્તિ આનન્દમયી અને જ્ઞાનમયી છતા તેની શક્તિ આનન્દમયના ચિદમ્બરમા અખડ વિદ્યમાન હોય છે, અને જ્યારે સામાન્ય જનોના આનન્દમયનુ ચિદમ્બર કલેશના કણોથી અથવા રજકણોથી ભરેલુ હોય છે ત્યારે આ ચિદમ્બર **વરો-રજા** -એટલે રજ કણવિનાનુ-રાગદ્વેષની છાટવિનાનુ-અત્યન્ત શુદ્ધ સત્ત્વથી ભરેલુ હોય છે, અને તેથી તેમા થતી ચૈતન્યની વીજળીઓ સસારના ક્લેશમય વાવાઝરડાથી યુક્ત વાદળામા થતી નથી, પરન્તુ ઉનાળાની રાત્રિના વાદળાવિનાના આકાશમા સ્ફુરતી વીજળીઓજેવી હોય છે

**શ્રીકૃષ્ણજયન્તીના દિવસે આ ષાડ્ગુણ્યથી ભરેલી મૂર્તિને ઉકેલવી**

આ છ લક્ષણો અથવા ચિહ્નોવડે અકિત થયેલી ગુરુમૂર્તિસાથે જેમને વ્યવહાર કરવાનુ સુભાગ્ય હોય છે તેઓ આ **શ્રીકૃષ્ણજયન્તીના** મહિમાને સમજી શકશે **શ્રીસદ્‌ગુરુતત્ત્વની** આ ભૂમડલઉપર અનેક દૈવી મૂર્તિઓ થઈ ગઈ છે, થાય છે અને થશે પરન્તુ પ્રત્યેક મૂર્તિમા આ છ અમૂર્ત ધર્મો સ્પષ્ટ હોય છે બીજા ધર્મો હોય વા ન હોય, પરન્તુ આ છ ધર્મોનો યથાઘટિત

સમન્વય હોય ત્યારે જ તે શ્રીસદ્‌ગુરુની દક્ષિણામૂર્તિ ગણાય છે જેમ વિષ્ણુભગવાનની વાસુદેવ મૂર્તિમા જ્ઞાન, શક્તિ, ઐશ્વર્ય, બલ, વીર્ય અને તેજ આ ૭ ગુણોનુ એકીકરણ હોવુ જોઇએ, તેમ આ સદાશિવની ગુરુમૂર્તિમા (૧) વશિત્વ, (૨) આનન્દત્વ, (૩) સુખપ્રદત્વ, (૪) કૈવલત્વ, (૫) દૂદૂરહિતત્ત્વ, (૬) ચિદમ્બરત્વ આ ૭ ધર્મોનુ એકીકરણ હોવુ જોઈએ આ ષાડ્‌ગુણ્યથી ભરપૂર ગુરુમૂર્તિ તમારા સુભાગ્યે ઘણા આઘા આકાશમા ઇન્દ્રભાવે દૂર રહી નથી, પરન્તુ નજીકના આકાશમા ઉપેન્દ્રભાવે પાસે આવી છે આ મૂર્તિમા મેં ગણાવ્યા તે ધર્મોનુ ઉત્કીલન અથવા ઉકેલ કરવાનો એક પ્રકાર છે તે હુ આ જયન્તીના પ્રસગે જણાવુ છુ

**શ્રીસદ્‌ગુરુની ષાડ્‌ગુણ્યવાળી મૂર્તિનુ ઉત્કીલન શી રીતે કરવુ તેનો ધ્યાનક્રમ દ્વાદશાન્ત અને સહસ્રાર પદ્મની મધ્યકર્ણિકામા ધારણા.**

ગુરુમૂર્તિ ભૂતમાત્રાની અને ભાવમાત્રાની બનેલી હોય છે પંચભૂતોના પરમાણુઓથી ઘડાયેલી પ્રાણાદિ શક્તિવાળી જીવતી જાગતી વ્યવહાર કરતી મૂર્તિ તે **ભૂતમયી** મૂર્તિ છે, અને તે પંચભૂતોના પરમાણુઓ-વિનાની આપણા ચિત્તના દ્રવ્યના પરમાણુઓથી ઘડાયેલી મન્ત્રના પ્રાણથી અનુપ્રાણિત જે મૂર્તિ છે તે **ભાવમયી** કહેવાય છે ભૂતમાત્રાની મૂર્તિ બાહ્યઇન્દ્રિયો-સાથે વ્યવહાર કરી શકે છે, ભાવમાત્રાની મૂર્તિ અન્તઃ-કરણસાથે વ્યવહાર કરી શકે છે ભૂતમયી મૂર્તિ ક્રિયા-વડે પૂજન સ્વીકારી શકે છે, ભાવમયી મૂર્તિ જ્ઞાનવડે પૂજન સ્વીકારી શકે છે બનેમા સદ્‌ગુરુનુ આત્મતત્ત્વ

અન્તર્યામીરૂપે રહે છે જેમ આપણો પાચ હાથનો દેહ નખજેવડા દર્પણમા સર્વાશ પ્રતિબિમ્બિત થાય છે તેમ ગુરુમૂર્તિ આજ્ઞાચક્રના ઉપરના સૂક્ષ્મ પ્રદેશમા જ્યા નીચા મુખવાળા સહસ્રારપદ્મ અને ઉંચા મુખવાળા દ્વાદશાન્ત પદ્મની કર્ણિકા જોડાય છે ત્યા સવશા સૂક્ષ્મ રૂપમા ભાવમયી પ્રકટ થઈ શકે છે આ અતિ ગોપ્ય સ્થાન આદર્શ અથવા દર્પણજેવુ છે, અને તેને આપણા આગમશાસ્ત્રમા તારકસ્થાન કહે છે, કારણ કે ત્યા આપણુ તારણ કરનાર પ્રણવનુ રહસ્ય શ્રી સદાશિવ અથવા સદ્ગુરુચેતન ઉઘાડુ કરે છ

આ બને પદ્મોના સયુક્ત કર્ણિકાવાળા સ્થાનમા એક ષટ્કોણ રચી તેના મધ્યબિન્દુમા આપણા પ્રત્યક્ષ સમ્બન્ધમા આવેલી મનુષ્યયોનિની ગુરુમૂર્તિની જે કોઈ વ્યવહારમુદ્રા આપણને રમણીય અથવા મોહક લાગી હોય તેની મુદ્રાવાળી આપણા ચિત્તના શુદ્ધસત્ત્વથી ઘડી કાઢી સ્થાપન કરવી, અને જેમ બાહ્ય શિલ્પકાર પોતાની મનોમયી મૂર્તિને બહાર મૂર્તરૂપ આપે છે, તેમ આપણે આ બાહ્ય બનમયી મૂર્તિને આન્તર ભાવમયી બનાવી તેની સ્થાપના કરવી તે સ્થાપિત ભાવમયી ગુરુમૂર્તિની આગળ પાછળના છ કોણમા ઉપરના છ સદ્ગુરુતત્ત્વના ગુણધર્મોનો વિન્યાસ કરવો, અને મૂર્તિના આસનની પીઠમા પ્રણવનુ સ્થાપન કરી તે ભાવમયી ગુરુમૂર્તિમા આપણને દીક્ષામા મળેલા મત્રના વર્ણોનો પ્રત્યક્ષ વિન્યાસ કરવો, એટલે કે ગુરુશ્રીની ભાવમૂર્તિના હૃદય,

ષટ્કોણચક્રનુ કર્ણિકામા સ્થાપન.

મ ધ્યબિન્દુમા પ્રણવઉપર ગુરુ મૂર્તિનુ સ્થાપન, અને છ કોણમા છ ગુણવિન્યાસ

ગુરુમૂર્તિમા મન્ત્રાક્ષરવિન્યાસ અને ષડંગન્યાસનો વિધિ

શિરસ્, શિખા, નેત્રત્રય, કવચ અને અસ્ત્ર—એ ષડ્-અંગોમા ઇષ્ટમત્રનો વિન્યાસ કરી તે મત્રના અન્તે **નમઃ, સ્વાહા, વષટ્, વૌષટ્, હુँ, ફટ્**,—એ શબ્દો ગોઠવી તે મૂર્તિમા ઉપર વર્ણવેલા છ ગુણધર્મો જાણે ઉપર તરવરી આવતા હોય એવી ભાવના કરવી, અને એવી ધ્યેયમૂર્તિને આપણી ચિત્તવૃત્તિના સ્વચ્છ પટવડે ઢાકવી—એટલે કે જેમ આપણા બાહ્ય સ્થૂલ શરીરઉપરના શખ, પદ્મ, તલ, વગેરે ચિન્હો જેમ વસ્ત્રવડે ઢાકી આપણે વ્યવહાર કરીએ છીએ, તેમ આ મત્રાક્ષરોથી અકિત ભાવમૂર્તિઉપર આપણી વૃત્તિનુ આવરણ આપવુ ભૂતમૂર્તિને ભાવમય બનાવ્યા પછી તથા મત્રવર્ણવડે અકિત કર્યા પછી, અને વૃત્તિપટવડે ઢાકયા પછી આપણે તેમા આત્મભાવ અથવા અહગ્રહ કરવો

ગુરુમૂર્તિમા અહતાનો આવેશ અથવા અહ ગ્રહ

એટલે તે મત્રશક્તિસપન્ન છ ગુણોથી ભરેલી ગુરુમૂર્તિમા હુ છુ એવો ભાવાવેશ પ્રકટ કરવો આ અહગ્રહ અથવા હુપણાનો ભાવાવેશ જેટલી ઘણુ સિદ્ધ રહી શકે તેટલી ક્ષણોમા ઉપરના ગુણધર્મો આપણા અભિમાનીના રૂપમા ખેચાઈ આવે છે, અને તેનો પરિણામ એ આવે છે કે આ ધ્યાનમાથી ઉઠયા પછી આપણામા તે ગુણધર્મોની છાયા જાણ્યે અજાણ્યે પણ ઉતરી આવે છે

તે ન બનેતો મમત્વાવેશ અથવા પ્રતીકોપાસનાનો પ્રકાર.

જેમનાથી આ અહગ્રહનો અથવા હુ **શ્રીસદ્ગુરુ** છુ એવો ભાવાવેશ પ્રકટ ન થઈ શકે તેમણે તે મૂર્તિમા "મારાપણા"ની પ્રતીકરૂપે ભાવના બાધવી જેમ રાજા પોતાના સ્થાને પોતાના પુત્રને મોકલી

વ્યવહાર કરે છે, જેમ પિતા પુત્રને કાર્યાર્થે પ્રેરે છે, તેમ આપણા અન્તર્યામી આત્માના કોઈ અપૂર્વ રમણીય અને પ્રિય મિત્રરૂપે આ ગુરુની મૂર્તિ છે એવો મમત્વનો ભાવાવેશ બાધવો અદ્વતાની ભાવનાવાળી અહગ્રહઉપાસના, કાળે કરીને આ મમત્વની ભાવનાવાળી પ્રતીકોપાસનામાથી પ્રકટ થાય છે આ મમત્વના ભાવાવેશવાળી ઉપાસનામા પૂજ્ય ગુરુમૂતિમા પચભૂતદ્વારથી પચોપચાર પૂજા કરવી એટલે કે –

ભૂતમાત્રાનો આન્તર યાગવડે પ ચોપચારદ્વારા ભાવમાત્રામા લય

ॐ लँ पृथिव्यात्मकं गन्धं समर्पयामि ।
ॐ वँ जलात्मकं नैवेद्यं समर्पयामि ।
ॐ रँ तेजस्तत्त्वात्मकं दीपं दर्शयामि ।
ॐ यँ वाय्वात्मकं धूपमाघ्रापयामि ।
ॐ हँ आकाशात्मकं पुष्पं समर्पयामि ॥

આ મન્ત્રોવડે બાહ્ય ભૂતમૂર્તિને જે જે બાહ્ય ઉપચારો કરતા હતા તે આ આન્તર ભાવમૂર્તિને સર્વ ભૂતમાત્રાનુ અર્પણ કરવુ, અને સર્વ ભૂતના સર્વોત્તમ ફલો આ ગુરુમૂર્તિને આપણે આન્તર યાગથી અર્પણ કરીએ છીએ એવી ભાવના કરવી

ત્યાર પછી ભાવમૂર્તિ સામે બેઠી છે તેના સામે ત્રાટક બાધી આપણે તે મૂર્તિમા વિન્યાસ કરેલા મન્ત્રાક્ષરોને જપવડે જગવવા, એટલે કે લોહચુબક લોહના કણોને જેમ ગતિ આપે છે તેમ આપણા અન્તસ્થ પશ્યન્તી જપવડે તે અક્ષરોમા ગુથાયેલા અર્થતાત્પર્યરૂપ ભાવોને તરવરતા કરવા અથવા ઉકે-

આન્તરયાગપછી ત્રાટક અને મ ત્ર વર્ણસ્ફુરણ

લવા. આથી શ્રીગુરુની ભાવમૂર્તિમા વિન્યસ્ત અથવા ગોઠવાયેલો મત્ર પોતાનુ વાચકરૂપ પલટાવી વાચ્યનુ રૂપ પકડશે જેમ આપણે જે કોઈ ભાષાઉપર બરાબર અકુશવાળા હોઈએ તો ગ્રન્થ વાચતા વાચતા લીપીનુ ભાન ન કરતા અર્થનુજ ભાન સત્વર કરી શકીએ છીએ, તેમ આ મત્રથી અકિત ગુરુમૂર્તિઉપર ત્રાટક કરવાથી આપણો મત્ર માત્ર વાચક નહિ રહેતા વાચ્યાર્થરૂપ બને છે, અને પરિણામ એ આવે છે કે મત્રાર્થ વ્યક્ત થતા ગુરુમૂર્તિનુ દૈવત જાગે છે મત્રના શબ્દ, મત્રના અર્થ અને મત્રનુ દૈવત—જ્યારે સમવેગથી જાગે છે ત્યારે ઉપાસના સફલ થઈ સમજવી. તે મત્રદૈવત અભીષ્ટ વસ્તુને વરદાન આપવા તૈયાર થાય છે પરન્તુ શ્રી સદાશિવ અથવા સદ્‌ગુરની ભાવમૂર્તિ જ્યારે આ પ્રકારે સચેતન થઈ વરદાન આપે ત્યારે તે નહિ આપે તે કહી શકાતુ નથી પોતાના સ્વભાવસિદ્ધ છ ગુણોની વિભૂતિ આપણને આપે છે અને સાધક સિદ્ધપદે અથવા સદ્‌ગુરુના પદનો પૂર્ણાભિષિક્ત બને છે ટુકામા તે પોતે શ્રીસદ્‌ગુરુની બીજી મૂર્તિરૂપે પ્રકટ થાય છે જેમ એક દીવામાથી બીજો દીવો પ્રકટ કરવામા પહેલો દીવો કોઇ પણ પ્રકારનુ બલ ખોતો નથી, તેમ શ્રીસદ્‌ગુરુની આ ઉપાસનાના પરિણામમા બીજી એક ગુરુમૂર્તિ પ્રકટ થાય છે, અને આવી અનેક મૂર્તિમા શ્રીસદ્‌ગુરુ પરમાત્મા પ્રકટ થવાનુ બલ ધરાવે છે.

મત્રની વાચકશક્તિનું વાચ્યશક્તિરૂપે પલટાવુ ગુરુમૂર્તિના દૈવતનુ અથવા ચૈતન્યનુ સ્ફુરણુ શબ્દ-અર્થ-અને દૈવતનુ સમભાવે સ્ફુરણુ, અને ઉપાસનાસિદ્ધિ.

સાધકનુ સિદ્ધપદેસ્થાપન અને

શ્રી પરમાત્મદેવ તમારામા અન્તર્યામીરૂપે રહેલા સદ્ગુરુચેતનને, પ્રત્યક્ષ ગુરુમૂર્તિના આલમ્બનવડે, અભિવ્યક્ત કરો એવી શુભ વાસનાથી આ લેખરૂપી અસ્ત્ર તમારા પ્રતિ ફેંકુ છુ, અને તે તમારી પશ્યન્તી વાણીમા સ્ફુટ થશે એવી આશા રાખુ છુ — સદ્ગુરુપદની પ્રાપ્તિરૂપઅપૂર્વ ફલ

—નર્મદાશંકર દેવશંકર મહેતા.

મુદ્રક
પરીખ દેવીદાસ છગનલાલ,
ડાયમંડ જ્યુબિલી પ્રેસ,
અમદાવાદ

લેખક
નર્મદાશંકર દેવશંકર મહેતા

[ પ્રત, ૫૦૦ સં ૧૯૮૧

પ્રકાશક.
શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગતરફથી,
અમૃતલાલ ત્રિભુવન વૈદ્ય,
અમદાવાદ

## મનનીય.

વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાનું બ૮ ઈશ્વરે લીધુ છે, પરન્તુ વિશ્વાત્માઓ અથવા જીવોન દુઃખનુ તિરોધાન અને તેમના સુખસ્વરૂપની અભિ વ્યક્તિ કરનાર અનુગ્રહ કરવાના બે કૃત્યો શ્રીસદાશિવ અથવા સદ્‌ગુરુશ્રીના હાથમા છે

તે ગુરુમૂર્તિ નિત્યોદિત બ્રહ્માનન્દવાળા હોય છે એટલું જ નહિ, પણ સબન્ધમા આવનાર સર્વ પ્રાણિઓ પછી તે ગમે તેવા અધિકારવાળા હોય–તેમને સ્વભાવ થી જ સુખશાન્તિ આપે છે.

...આપણું × × તે મત્રશક્તિસપન્ન છ ગુણોથ ભરેલી ગુરુમૂર્તિમા હુ છુ એવો ભાવાવેશ પ્રકટ કરવે આ અહગ્રહ અથવા હુંપણાનો ભાવાવેશ જેટલી ક્ષ સિદ્ધ કરી શકે તેટલી ક્ષણોમા ઉપરના ગુણધર્મ આપણા અભિમાનીના રૂપમા ખેંચાઇ આવે છે; અ તેનો પરિણામ એ આવે છે કે આ ધ્યાનમાથી ઉઠ પછી આપણામા તે ગુણધર્મોની છાયા જાણ્યે અજાણ્ પણ ઉતરી આવે છે.

[ આ જ લેખમાથી ]